આવૃત્તિ છઠી.

# લોકપ્રિય ગાયન સંગ્રહ

## ભાગ ૨ જો



સુરતના અબદુલહુસેન બાકરભાઇ શાહેરના રચેલા કિસ્સા કહાનીઓના કલગીના ખ્યાલ લાવણી વગેરે રમુજી સુબોધ તથા ઇશ્કી ગાયનોનો સંગ્રહ.

પ્રગટ કરનાર

**એમ. એચ. મેહેરઅલી**

વેપારની કુંચી, હુંડીગણીત, કલજુગના કૌતક, અરેબિયન નાઇટ્સ, જંગબારી ભાષા, યુનાની ટેબલ હકીમ, તથા એકોર્ડીયન, કનસર્ટીના, ફીડલ, અને હારમોનિયમ ચાવી બુક વગેરે પુસ્તકો બનાવનાર

૬૦-ડુંગરી બજાર ભીમપુરા પાસે મુંબઇ.



ઇ૦ સ૦ ૧૯૦૭ જુલાઈ.
ધી "રાયલ" પ્રીન્ટીંગ પ્રેસમા ઇસુફઅલી અબદુલહુસેને છાપ્યું છે.

કિમત ૨ આના.

# એમ. એચ. મેહેરઅલીના પુસ્તકોના અભિપ્રાય.

---

'તમારી હારમોનીયમ ચાવી બુક પરથી હમે ગીત ઉતર્યાં છે, તે પરથી બરાબર આવે છે ને તે ઘણી સરસ છે એમાં કાંઇ શક નથી.' માણેકશા ન. ધાસવાલા કમીસરીએટ આરીસ—અહમદનગર.

અમો ત્રીચીનાપોળીમાં વેપારની કુંચી તથા ચુનાની ટેબલ હકીમુ મંગાવી વાંચીને ઘણી ખુશી હાંસલ કરી છે. અમારા બીરાદરોને પણ અમો ભલામણ કરતા રેશું.' મામદ ઇસા—સણાવગ.

'વેપારની કુંચીની બુક બહુ વખાણવા લાયક છે.' કરીમ લતીફ—પીઆબોર્ડ.

'આપે બનાવેલી ચોપડી (વેપારની કુંચી) વાંચી ઘણો ખુશી થયો છું.' નરસી મગનલાલ શાહ—રંગુન.

'આપની ચોપડી બહુ દેશ પરદેશમાં આપ નામની વખણાય છે હાલમાં ચોપડી ઘણા પાસેથી આવે છે પણ આપની ચોપડી પ્રખ્યાત વખણાય છે.' રામજી સુંદરજી—રંગુન.

આપનું અરેબીયન નાઇટસનું પુસ્તક બે ભાગ વાંચી હું ઘણોજ ખુશી થયો છું.' ઘોડા ડાકટર પોપટ જીવા—ગોંડલ.

'તમારી હારમોનીયમ ચાવી બુકના પાંચ ભાગથી ઘણું સારૂં વગાડતા આવડે છે અને ભાગ ૬ ઠો હોય તો મોકલશો.' પટેલ પ્રાણજીવન જદુરામ—ઉટીઆદરા.

'તમારૂં લખેલું કલજુગના કૌતક વાંચી ઘણો હું ખુશી થયો છઉં. તેમાં મજાની જરા નસીયતની વાત છે.' મેરવાનજી અરદેસર ઓલીયાજી—બેરાર મીલ્સ—બદનેરા.

'તમારા કલજુગના કૌતકની ચોપડી વાંચી. તે પુસ્તક ઘણુંજ સારૂં છે. નુરમામદ ગીગા—આટ.

'તમારી એકોર્ડીયન ચાવી બુક ભાગ ૬ મગાવી હતી તેપરથી બરાબર વગર ઉસ્તાદે સહેલાઇથી સારી રીતે જલદી શીખી શકાય છે.' ઇસમાલજી સલ્લાં ઇભરામજી—વરેરા.

એ ફિપરાં નંબરમાં મહેરીકગો મનેલી છે

---

'તમો મારફતે ખરીદેલા હારમોનીયમ વાજાં ઘણુંજ સારાં છે તે જાણજો. હું તે એક વરસ થયા વગાડું છું. વાજાં જોવામાં ઘણાજ સારાં તેમજ અવાજ ને મધુરતા ઘણીજ સારી છે ને વાજાં વગાડી તમારો આભારી થયો છું' સુલેમાન સીવજી- ચાંદા.

:: એમ. એચ. મેહેરઅલીનો ::

સુંદર

બંને પુસ્તક સંપુર્ણ

નવા ચિત્રોવાળી

૧૯૪



# અરેબિયન નાઇટ્સ

(અલેફ લએલા ગુજરાતીમાં) અથવા

## એક હજાર અને એક રાતની ગમ્મત.

**આવૃતિ બીજી—થોડા વખતમાં બહાર પડશે.—આવૃતિ બીજી**

**ઉંચા કાગલ, ચોખી મુંબઈની છપાઇ, સુંદર બંધાઇ, સુઘડ સફાઈ અને મનહર મોટા ચિત્રો સાથે.**

**કીંમત.** ☞ અગાઉથી નામ નોંધાવનાર પાસેથી ફકત **રૂ. ૧૧.**

પુસ્તક બહાર પડયા પછી રૂ. **૩** પડશે.

ફકત એક પોષ્ટ કાર્ડ ઉપર તમારૂ નામ, ઠામ, ઠેકાણું, ગામ અને ધંધો નીચેના સરનામે લખી મોકલવાથી કાંઇપણ નાણાં અગાઉથી લીધા વગર પુસ્તક બહાર પડેથી ફકત રૂ. ૧૧ માં આપવામાં આવશે.

અરેબિય નાઇટ્સનો કોઈ કહેવાતો સસ્તો કચરો પુંજો પોથો ખરીદવા અગાઉ એમ. એચ. મેહેરઅલીવાલી અરેબિયન નાઇટ્સ આવૃતિ બીજીના ઉંચા કાગલ, મુંબઈની છપાઈ, સુઘડ સફાઈ, સુંદર બંધાઈ સાથે મનહર ચિત્રો ઉપરાંત રૂ. ૧૧ ની કીંમતની સરખામણી કરી લેજો.

સરનામું—

**અલાદીન એમ, એચ. મેહેરઅલી**

**પુસ્તકો વેચનાર અને જોઈતી ચીજો કીફાયતે મોકલનાર**

ડુંગરી બજાર-ભીમપુરા પાસે-મુંબઇ.

# લોકપ્રિય ગાયન સંગ્રહ

## ભાગ ૨ જો—આવૃત્તિ છઠ્ઠી.

### ખ્યાલ ચાર સાહેલીનો—રંગત ખડી.

ચાર સહેલી નીકલી ઘરથી પોશાક પેરી જરતારી
ઘાચણ મોચણ ઘોબણ ચોથી તંબોલનનો ભપકો ભારી.

ચોક—૧

પેલી ઘાચણ કહે છે બેની હું જાતે હુશીઆર ઘણી
કરમ મારા ફુટેલા તેથી મને મલ્યો છે ગાંડો ધણી.
એનું દુઃખ જોતાં જોતાંને હવે હું તો દીવાની બની
પરણાવતીનું નખ્ખોદ જાજો મરજો રાંડ ડેડની જણી.
ઝુલ—જાણી જોઈને દુઃખમાં નાખી, મોજ કંઈ મેં એ ના ચાખી
જીંદગી રહી છે થોડી બાકી, મને કુંવારી કેમ ના રાખી.
એનું દુઃખ જોતાં જોતાંને હવે થઈ છું દુઃખયારી
ઘાચણ મોચણ ઘોબણ ચોથી તંબોલનનો ભપકો ભારી.

ચોક—૨

મોચણ કહે છે ઘાચણને બેન તને બલાપો છે શાનો
મને બલાપો ઘણો છે બેની ધણી છે એક આંખે કાણો.
શોભીતો છે ઘણો મજાનો જેવો કે મોતીનો દાણો
એના કરમમાં હું પણ ફસી છું ક્યારે મુવો મરવાનો.
ઝુલ—એ જો મરે તો સારૂં થાએ, દુઃખમાં નાખી મારી માએ
રોજ બલાપો કેમ જોવાએ, એની જણતીનું નખ્ખોદ જાએ.
કોઈનો ધણી છે ગાંડો ઘેલો કોઈનો ધણી છે વેપારી
ઘાચણ મોચણ ઘોબણ ચોથી તંબોલનનો ભપકો ભારી.

ચોક—૩

ઘોબણ કહે છે બે સઈયરને મારા પર કંઈ નથી કહાણી
ઘોબી મારો છેલબટાઉ હું એની મોહના રાણી.
હું એની છું સુંદર પીયારી એ મારો છે દીલજાની
તરેહ તરેહના કપડા પેરાવે બહુ રાખે છે મેહેરબાની.

ઝુલ—બેબા મારો છેલછબીલો, બેસપર બેસે છે રંગીલો
થઈને ફરે છે રાતો પીળો, કુંદી કરવામાં નથી ઢીલો.
એવા ધણીની દોલતથી હું થઈને ફરૂં છું સુખ્યારી
ધાયણુ મોચણુ ઘાંબણુ ચોથી તંબોલનનો ભપકો ભારી.

ચાલ—૪

તંબોલન કહે છે તમુ આબરૂને સમજો ખુશવકતી મારી
ધણી મારો તંબોલી પ્યારો, ચેવલી મેહેમનો વેપારી.
જરીબુટાની ચોલી પેહેરૂં, તરેહદાર પેહેરૂં સાડી
ભાત ભાતનાં પાન ખાઇને મારયા કરૂં છું પીચકારી.
ઝુલ—જાત જાતના બીડા બનાઉં, વરક સુનેરી ઉપર ચડાઉં
ભલા બરાને હું સમજાઉં, અબદુલહુસેન આશકને મનાઉં.
બમનજી કહે ખયાલ રંગીલા એની સદા છે બલહારી
ધાયણુ મોચણુ મોબણુ ચોથી તંબોલનનો ભપકો ભારી.

——:o:——

## આશકી મુંબઈના જવાનની—રંગત લંગડી.

આશકી મુંબઈના જવાન, વાંકી ટોપીને બદચાલ
પેરે મારા દીલજાન, કબજો બુટાદાર
પીચબેકના—ઘાલી ફુટામ કરે તે ઘણા ચમકાર.

ચાલ—૧

માગે વધારીને બાલ, ખીસામાં બેટુ રૂમાલ
ચાલે વાંકી વાંકી ચાલ બુટ ભપકાદાર
કોઇ વાણીયો=લુવાણો બ્રાહ્મણુ કોઈ સાર ચમાર,
ગાડીવાલાને બોલાવે, વેલો ગાડી હાંકી લાવે
ભાવ તેનાથી ઠેગાવે, ચીનના સાહુકાર
ખીસા વજાડે=તેમાંથી અવાજ કરે દોઢીયાં સાડાચાર.
ઝુલ—ગાડીમાં બેસીને તાડી પીવા તે જાયજી
થોડી બાકી તાડી રહે તે ગાડીવાલાને પાયજી
દશબાર બાટલી પીને તે છાકટા બહુ થાયજી
હાથમાં લઈ લાકડી રસ્તામાં તે અથડાયજી
ભાડું ગાડીનું નહીં આપે, વત્તી વાત કરે તો ધાલે
ચાલ એવી બદ ચાલે, એવા બદકાર
પીચબેકના=ઘાલી ફુટામ કરે તે ઘણા ચમકાર.

નારો ખોટો છે સ્વભાવ, આજે શું કમાઈ તે લાવ
બચ્ચે રમી આવું દાવ, મારી પ્યારી તું છે નાર
એવા જુગારી=રમીને સદા ખાય રાંડોની ભાર.

ઝુલ—અશરાફના થઈ છોકરા કમજાત ના થાતા તમે
ધ્યાન ધરી આ વાતપર, જુગાર ના રમતાં તમે
સુચ્યા સોદા જુગારીઓ આ શેહેરમાં તે બહુ ભમે
સંગત એવાની કરી પસ્તાશો પ્યારા કોઈ સમે.
અબદુલહુસેન છંદ ગાય, સમજી મહેરીલ ખુશી થાય
તેના દુશમનો ગભરાય કહે છે બમનજી દાલદાર
પીચએકના=ખાલી બુટામ કરે તે ઘણો ચમકાર.

---:o:---

## સુરતની નાજનીન પઠાણની રંગત લંગડી.

નયા છંદ કીસા હએ પુરાના સુરત શેહેરકા સુનો બયાન
નામ જીનોકા=જાફરખાં દીલ્લીકા એક પઠાન.

ચોક—૧

નીકલા શેહેર દીલ્લીસે આશક સુરતમેં આયા દીલજાન
નવાબનેબી=ઉતરનેકે તહીં ઉનકો દીયા મકાન
નીલમ, ચુની, હીરે, મોતી, માણેકોકી લાયા ખાન
નગર શેઠકી=બેટી એક હુસ્નોમેં આલા ચતુરસુજાન.

શેર—હરરોજ તાપીપર મીઆં નહાનેકે તહીં જાતી થી વો
મખમલકા કપડા પેહેનકર તાપીમેં નહાતી થી વો
નાજુક બદન પતલી કમર સબકો દીખલાતી થી વો
છોટી ઉમર પાઉંમેં પેજન સબકે તહીં ભાતી થી વો.

દાદરો—ચલી ભર પાનીકો નારી, પઠાણકી આઈ સવારી
દેખકે સુરત એ પ્યારી, હુવા મદહોશ દીવાના
ઘોડેસે ઉતરા એ જાની, કહા કે ખડી રહો એ રાની
તુજપે હએ અકલ દીવાની, નહીં અબ હમકો સતાના.

ચાલ—ફેર એસી બાત વો પઠાણને ફરમાઈ
ઉસ વખત વો નારી દીલમેં બહોત ઘબરાઈ
ગુસામાં આવીને કહ્યું-એ મુરખ સીપાઈ
ચલ દુર હટી જા નહીં તો થશે લડાઈ.

ઉઠાન–પઠાણુને ફીર કહા લો મુખસે સુન તુ મેરી બાત
મે તુજપર આશક હુવા ચલ તું મેરે સાથ.
નુરાની ચેહેરા નારીકા દેખકે દીલમેં થા હેરાન
નામ જીનોકા=જાફરખાં દીલ્લીકા એક પઠાન.

ચોક—૨

નારી પઠાણુને કહેવા લાગી સાંભળ વાત મારી હેવાન
નારી પરાઈ=નથી લેવાતી તું મુરખ છે નાદાન
નગર શેઠની હું છું છોકરી કેમ થયો છે તું અંજાન
નથી સમજતો=બાપ મારો આવી લે તારો પ્રાન.
શેર—માન મારૂં કહેવું સાચું રાખી દીલમાં યાદજી
બાપ મારો સુરતનો સુબો કરશે તને બરબાદજી
સાંભળશે નહીં તારી કોઇ સુરતમાં આ ફરીયાદજી
તારા જેવા મારાપરથી કંઇક થયા આઝાદજી.
દાદરો–પઠાણુને કહી ફીર બાતજી, ચલ તું અબ મેરે સાથજી
છોડું નહીં તેરા હાથજી, કરે કયા બાપજી તેરા
મેં તો લાખો લડુંગા, માર ફીઝાર કરૂંગા
નહીં મેં કીસ્સે ડરૂંગા, જાફરખાં હએ નામ મેરા.
ચાલ સુંદર કહે છે કેમ કરે છે તું નાદાની
રસ્તામાં તું રોકીને ઉભો એકલા જાની
મુકી દે મારો હાથ ન કર બેઇમાની
હવે તાપી નદીએ ભરવા નહીં આવું પાની.
ઉઠાન–પઠાણ જવા દે મને લાગી યહાં બહુ વાર
તાપી નદીએ પાણી ભરવાના સોગદ ખાઇ લઉં યાર.
નહી છોડી ઉસ નારકો ઉસને કીયા જાન અપના કુરબાન
નામ જીનોકા=જાફરખાં દીલ્લીકા એક પઠાન.

ચોક—૩

નાહનેકે તઇ તાપી નદીપર તેરી બલા આવે કહે જવાન
નીત ઉઠ લોંડી=તેરે હાજર રહેવેગી સુન ફરમાન
નહલાવે તુજકો ગરમ પાનીસે મેરી લોંડીયાં સુન ધર ધીયાન
નહી છોડું=તુજકો કુફરકા કલમાં છોડકે પડલે કુરઆન.
શેર—નાર હારીને કહે હવે ઘેર લઇ જાઓ મને
કુરતની સુરવાલ લાવીને પેરાવો મને
ભાઇ બેન માબાપને કોઇથી નથી દવો મને
ઘરની બેરીથી વધાર પ્રાણજી ચાહો મને.

# સ્ત્રી ચરિત્ર—રંગત લંગડી.

ઘણો ખોટો સ્ત્રી ચરિત્ર કઈક આશકના ગયા પ્રાન
નાર કોઈની=નથી થવાની સત કરીને દીલમાં માન.

ચોક—૧

એક દીવસના સમે નારીએ કીધો બદનપર સહુ સીંગાર
હસી ખુશીથી=સહલ કરવાને નીકલી ઘેરથી બહાર.
અરધે રસ્તે ધુંસાઇ મળ્યો. જોઇને આશક થઈ તે નાર
સુધ બુધ ભુલીગઇ ને ભુલી ગઇ ઘરનો ભરથાર.
દાદરો–છેડો પકડીને તે નારી, કરે છે આરજુ બીચારી
જરા વાત સમજોને મારી, અરે મારા વાલા ઘેસાઈ
સાથે લઇ ચાલોની જાની, હું તો બહુ થઇ છુ દીવાની
ભાવે ના અન ને પાની. તમો ના રાખો જુદાઇ.
ચાલ—તારે ધુંસાઈ કહેવા લાગ્યો સાંભળ સુંદર
હમે જાને ઘોસાઈ નથી રાખતા કાંઇ ઘર
હમો નથી રાખતા ખાટલો ઢોલ્લો બીસ્તર
મુકી દે હમારો છેડો ના તું કેડે પડ
હાથ મરોડી છેડો છુડાવી ધુંસાઈ તો ચાલ્યો દીલજાન
નાર કોઇની=નથી થવાની સત કરી દીલમાં માન.

ચોક—૨

લાગી આગ તન બદન નારને ધુંસાઇના પાછળ ચાલી
છેલ છબીલી=તે ના માને કોઇની મતવાલી
પાછળ પાછળ ચાલી ધુંસાઇના મહમાં કંઈ ના બોલી ચાલી
ધુંસાઇ બોલ્યો=રાંડ કેમ સતાવે છે ખાલી.
કરો–સાધુજી આવોની પાસે, કરોની પુરી આસે
હવે દુનીયામાં કેમ થાસે, વાત કંઇ બોલો વીચારી
જરા દીલમાં તો વીચારો, જીવ તડપ છે હમારો
હવે છાતીથી લગાડો, હું તો છું દાસી તમારી.
ચાલ–ધુંસાઇ કહેવા લાગ્યો સાભળ નારી
તું સાંભળની એક વાત છે હમારી
છે તારો ધણી જાલીમ જુલમી બહુ ભારી
તું એનું માથું કાપી લાવની પ્યારી

એટલી વાત સમજીને ઘેર આગળ આવી નાદાન
નાર કોઇની=નથી થવાની સત કરી દીલમાં માન.

ચોક-૩

ઘર આગળ આવી નારે દીલમાં પોતે કીધો વીચાર,
આપણા હાથથી= એક ખંજર કાડી કીધો તઇઆર.
સુતેલો ધણીને જોઇ પલંગ આગળ આવી નાર
તરસ ના આવ્યો=રાંડ ભુંડીએ ધણીપર કીધો વાર.
દાદરો–સાધુજી હું હવે આવી, માથાને કાપીને લાવી
તમો મને વેલી બોલાવી, આશ થઇ પુરી તમારી
ધણીને મારયો પલંગપર, માથુ લઇ આવી
રહયું ધડ મારયો જેવો કબુતર, હાથમાં લઇને કટારી.
ચાલ–તારે ધુંસાઇ બોલ્યો બરબાદ કીધું તારૂ ઘર
તું મને નહી જોઇએ હ્યાનત છે તારાપર
કોઇ એવી નાર કમજાત નહી જોઇ સુદર
કે લઇને હાથમા મારે ધણીને ખંજર
ધુંસાઇના કહેવાથી રાંડ ભુંડીએ લીધો ધણીનો જાન
નાર કોઇની=નથી થવાની સત કરી દીલમાં માન

ચોક—૪

ઘરના ધણીને મારી નાખ્યો નથી રાંડને લાજ શરમ
સાધુ વાસતે=કીધા આપના ભુંડા કરમ.
પેલા ધણીને મારી નાખ્યો પછી કીધું સરવે દાન ધરમ
અમરદાસે=રાંડનો ખોલી નાખ્યો સરવે ભરમ.
દાદરો=રાંડ કમજાત ઘણીરે, મારયો ઘરનો ધણીરે
વાત આ કેવા બનીરે, સમજો દીલદાર હમારા
કરજો નહી કોઇ એવી નારી, નહી તો થાસે બહુ ખુવારી
જાન પણ જાસે તમારી, જરા સમજોને પ્યારા.
ચાલ–મારયો ધણીને પછી રાંડ રંડાઇ
અબદુલહુસેને કીધી ઘણી ચતુરાઇ
બમનજી ખીઆલ ગાય સભામાં ભાઇ
તુરાવાલાની થઇ જગમાં રૂસવાઇ
એવા ખીઆલ છે કલગીવાલાના સદા રંગીલા છે દીલજાન
નાર કોઇની=નથી થવાની સત કરી દીલમાં માન.

—:૦:—

## રંગત લંગડી.

આશુક તમારી યાદ કરૂ જ્યાં લગી છે મારા દમમાં દમ
મુજ પાપીપર=મયા રાખી કરજે રહમ સનમ.

ચોક—૧

મેં તો તારા ઇશ્કમાં ફસ્યો છું જરા થોડો કર જુલમ સીતમ
માફ કરીને=તું મારા ગુનાહ રાખજે ભરમ સનમ
માયા મોહબ્બત રાખ મારાપર કબુ ના કરજે ચસમ ગરમ
મે છું તારો=બીજાનો નથી કોઇનો ફહમવહમ
મટવાના કોઇ દહાડે નથી જે લખ્યા છે મારા જનમ કરમ
મુજ પાપીપર=મયા રાખી કરજે રહમ સનમ.

ચોક – ૨

માર ના મને ગમની કટારી થયું છે મારૂં જીસમ ગરમ
મરી ગયો છું=યાદમાં તારી અરે મારા હમદમ.
મને ચેન ના તારા વીના છે ફરી આવ્યો અગમ પછમ
મહેરબાનગી=કરીને લઇ લે તુ દમ આ દમ.
મારૂં કામ બીજાથી નથી હુ ખાઇ બેઠો એ કદમ કસમ
મુજ પાપીપર=મયા રાખી કરજે રહમ સનમ.

ચોક—૩

મલમ એવી તરાહનો કરી નાખે આ વરમ નરમ
મારા દીલમાં=પસંદ આવ્યો છે તારો રસમ પ્રીતમ
મુસલમાન યા હીંદુનો મને નહીં ભાવે ધલમ ધરમ
માથું નમાવી=હવે હું ચુમી લઉ તારા કદમ પદમ
માટીમાં સરવે મલી જવાના જનમ ઇસમ
મુજ પાપીપર=મયા રાખી કરજે રહમ સનમ.

ચોક— ૪

મુરશદ હમારો અમરદાસ જા કદી કરે ના કલમ વીલમ
મોજ મજામાં=ગાય ને છંદ કરે આ રકમ ખતમ
પીલો જામ અબદુલહુસેનને ઇનાગમેં સબ આએ જમજમ
મદદથી તેની=દુર થયો તેનો હમ ગમ.
મીસરા કોઇ એસા લાના ગાજે ખયાલ અકરમ નીકરમ
મુજ પાપીપર=મયા રાખી કરજે રહમ સનમ.

——:०:——

## ખયાલ–ખડી રંગત.

પરનારી સંગત નહી કરતા કરશો તો આખર છે મરન
પરનારી નહી થાસે કોઇની મારી વાત સમજોની સજન.

### ચોક—૧

ઘરની નાર હોય રૂપાલી તો પણ લાગે તે નઠારી
પરનારી હોય કલી કોયલ તો પણ લાગે પ્યારી
ઘરની નારીને ભૂખે મારી ઘણી થાય તે દુઃખયારી
ચુરમો કરી ખાય પરનારી ને બેસી ફરે ઘોડે ગાડી.
ઘરની નારી ઘંટી ચાટે પરનારી કરે સારાં ભોજન
પરનારી નહી થાસે કોઇની મારી વાત સમજોની સજન.

### ચોક —૨

પરનારીને પ્યાર કરીને રોજ ખુશી થઇ થઇને ફરે
ઘરની નારીને જોઇ જોઇને ઘરમાં આવી રોજ લડે.
પરનારી પઇસો માંગે તો રૂપીયાથી તે મોજ કરે
ઘર નારીને કોડી ન આપે ભલે ન ભુખી ફેરા ફરે.
પરનારી જો આપણી થાય તો શા માટે કોઇ કરે લગન
પરનારી નહીં થાસે કોઇની મારી વાત સમજોની સજન.

### ચોક—૩

પરનારીની સંગતમાં ધન માલ આખો ગુમાવે છે
પરનારી જો જરા લડે તો હાથ જોડી સમજાવે છે.
સારો સારો મેવો લાવીને પરનારીને ખવરાવે છે
ઘરની નારી મનમાં ઝુરે તેને નહીં કંઇ બોલાવે છે
ઘરની નારીને રોજ તે મારે પરનારીના જઇ ચુમે ચરન
પરનારી નહીં થાસે કોઇની મારી વાત સમજોની સજન.

### ચોક—૪

સુખ સમે સહુ કોઇ આપણા કરે મોઢેથી મીઠી વાત
દુઃખ સમે મોં મરોડી દેશે પરનારી જાણો કમજાત
દુઃખ સુખ સમજે છે ઘરની નારી કરે ફીકર તે દાડા રાત
અબદુલહુસેન ઉસ્તાદ કદી નહી ધરે પરનારીનો હાથ
અલીભાઇ સહુ ખીઆજી રસીલા ગાય કરીને થાય મગન
પરનારી નહીં થાસે કોઇની મારી વાત સમજોની સજન.

—:૦:—

૧૯૬૦

## રગત છોટી, પતિના વિયોગમાં.

હવે ધણી વગરના કરશું કેમ ગુજારો
કોઇ આવીને ઇનસાફ કરો હમારો.

ચોક—૧

હું બાર વરસની હતી હું બાળક નાની
તે દીવસના મુકીને ગયા છે મારા પ્રાની
હવે તેર વરસની થઇ લો, આવી જુવાની
મને ધણી વગર નહી ભાવે છે અન ને પાની.
મારા ઘરમાં સાસુ સુકન બોલે નઠારો
કોઇ આવીને ઇનસાફ કરો હમારો.

ચોક—૨

જોગન વેશ લઇ જાઉં ઢુંડવા વનમાં
હું ધણી વગર તડપું છું મારા મનમાં.
સહુ સાહેલીઓ મારી રહે છે લગનમાં
હું રાત ને દહાડો બળું છું એવી અગનમાં.
મારો હાલ જોઇને જરા તો દીલમાં વીચારો
કોઈ આવીને ઇનસાફ કરો હમારો.

ચોક—૩

કેહોની બેની હવે ધણી વગર શું કરીએ
બેહેતર દુનીઆમાં ઝેર ખાઇને મરીએ.
કહાં લગી ધણીને યાદ કરીને રડીએ
આ દુઃખ નથી સેહેવાતું કુવે જઈ પડીએ.
સંસાર મને કંઈ નથી લાગતો સારો
કોઇ આવીને ઇનસાફ કરો હમારો.

ચોક—૪

થઇ ખુશી નાર ને ધણી મળ્યો તેને આવી
અબદુલહુસેને પછી તેને સમજાવી
બમનજીના સારૂ મીઠાઇ મેવા લાવી
અલીભાઈએ ખોલામાં બેસી ખવરાવી
કયાં લગી બળાપો કહે કરૂં હું તારો
કોઈ આવીને ઇનસાફ કરો હમારો॥

—:—

## રંગત દોઢ કડી.

કરો માબાપની સેવા
બીના કહેવાથી પુરૂષો લાગ્યા જુદા રહેવા.

ચોક—૧

માબાપો તમને જનમ આલે
નવરાવી ધવરાવીને તમને સારી રીતે પાલે
જતન સહુ કરીને સંભાલે
પ્યાર મોહબ્બત કરીને તમને હસે બોલે ચાલે
કામ નહીં કરજો તમે એવા
બીના કહેવાથી પુરૂષો લાગ્યા જુદા રહેવા.

ચોક—૨

હવે તમો મોટા થયા જાણી
માબાપોને મુકી દીધાથી કીધી છે નાદાની
સાંભળો મારી સાચી વાણી
માબાપોને મુકી દીધાથી થઈ છે બહુ બેઇમાની.
મળ્યા છે તમને એવા તેવા
બીના કહેવાથી પુરૂષો લાગ્યા જુદા રહેવા.

ચોક—૩

મલશે તમને તો ઘણી નારી
માબાપ નથી મલવાના તમારી અકલ ગઇ મારી
વાત કંઈ સમજોની વીચારી
માબાપોથી જુદા રહીને શું થયા છો વેપારી
લાગો છો કડવા ઝેર જેવા
બીના કહેવાથી પુરૂષો લાગ્યા જુદા રહેવા.

ચોક—૪

વાત શું આગળ હવે કહીએ
દીલ તો એવું થાય અમર આશકની સાથે રહીએ
જુલમ આ કયાં સુધી ખમીએ
સાંભળી સાચા સુકન સાગરીદ હુસેનના થઇએ
ખવરાવે મીઠા તમને મેવાં
બીના કહેવાથી પુરૂષો લાગ્યા જુદા રહેવા.

—:૦:—

# રંગત પડી.

અરે ભાઇઓ બહુ મને થયો વધારો સપનામાં
આવી નાર એક ચતુર સોહાની મને જગાડયો સપનામાં.

ચોક—૧

મોઢેથી મીઠી મીઠી વાતો મને બોલી તે સપનામાં
આવોની વાલા હલીમલીને રમીએ હોલી સપનામાં.
નાખી હાથપર હાથ મારા તે કરે ઠઠોલી સપનામાં
જરની છુટેદાર મને દેખાડી ચોલી સપનામાં
હસીને કહેવા લાગી વાલા મારી અગન બુજાવો સપનામાં
આવી નાર એક ચતુર સોહાની મને જગાડયો સપનામાં.

ચોક—૨

કીધો સરવે સીંગાર દેખાડયો ભપકો ભારી સપનામાં
હુંએ પણ હલી મલીને રાત ગુજારી સપનામાં.
નથી કોઇએ દીઠી નહી મલશે એવી નારી સપનામાં
મીઠી મીઠી વાતો કરે મને લાગે કટારી સપનામાં
હુંએ સરવે લુટાવી દીધો ધન માલ આ મારો સપનામાં
આવી નાર એક ચતુર સોહાની મને જગાડયો સપનામાં.

ચોક—૩

હું તો થયો દીવાનો જોઇને બાલા જોબન સપનામાં
હુંએ સરવે લુટાવી દીધું મારૂં પણ મન સપનામાં
તરેહ તરેહનો પ્યારીએ કીધો ભોજન સપનામાં
જે દુનીઆના કારણ હતા તે કીધાં કારણ સપનામાં.
ફુલોની સેજનો રાતના થયો બગાડો સપનામાં
આવી નાર એક ચતુર સોહાની મને જગાડયો સપનામાં.

ચોક—૪

અમરદાસ ઉસતાદ હમારો છંદ બનાવે સપનામાં
નવી નવી રંગતો નીરાલી ચાલ ચલાવે સપનામાં
અબદુલહુસેનને બીજી નારી ઘણી સતાવે સપનામાં
પણ તે નાર મુકીને બીજી નાર નહી ભાવે સપનામાં
અલીભાઇની ભકતી કરીને બેઠો બીચારો સપનામાં
આવી નાર એક ચતુર સોહાની મને જગાડયો સપનામાં.

———:o:———

## રંગત લંગડી.

યાદ આઇ એક બાત મુઝે મેં અબી તુને સુનાતાજી
ઇસ દુનીયામેં=ભલા ન મરીઓ કીસીકી માતાજી.

### ચોક—૧

નવ મહીને તક રખા શીકમમેં અપને દીલદાર
બહાર આએ તો ઉસને નહલા ધુલાકર લીઆ સંવાર
પાંસે લીએ ગોદીમેં બીઠાયા ચુમ ચામકર કીયા પ્યાર
બડી જતનસે—અપની અમ્માને હમે પાલા હુએ યાર.
શેર- રોને લગે જીસ વખ્ત હમ માતા કહે લલકારજી
ચુપ રહો બચ્ચે મેરે કહેને લગી એક બારજી
જુલેમેં હમકુ જુલાએ સમજા રહી બે સુમારજી
જુલમે સીતમ હમને કીએ માતા નહુઈ બેજારજી
સુખમેં ભાઇ બેન ઓર સ્ત્રી દુખમેં કોઈ નહી આતાજી
ઇસ દુનીઆમેં—ભલા ન મરીઓ કીસીકી માતાજી.

### ચોક—૨

એક રોજકા જીકર કહું મેં યાર જરા અએ સુનો સજન
આધી રાતકા—વખ્ત થા ખુબ તગાદસે રોએ હમ
માતા પીતા જાગ ઉઠે મ તાકુ બહોતસા આયા ગમ
નીંદ જો બાપકી—ગઈ તો ખુબસે મારા ખુદા કસમ.
શેર—બાપકા હાથ થામકર માતાને મુખસે યું કહા
શરમભી આતી નહીં તુજકો જરા અએ બે હયા.
પુત તો તેરા હુએ અએ આતીનહીં કુછભી દયા
માર મત બચ્ચેકુ મેરે હુએ મેરી ઉસપર મયા.
માતા હુઈ ગમગીન ઉસસે ન ખાના પીના ભાતાજી
ઇસ દુનીઆમેં—ભલા ન મરીઓ કીસીકી માતાજી.

### ચોક—૩

ધુલ કીચમેં ખેલકર આએ અમ્માં અપની નહલાતી હુએ
નહલા ધુલાકે—માતા ગોદમેં અપની સુલાતી હુએ
અવ્વલ હમકુ ખીલા પીલાકર પીછે માતા ખાતી હુએ
કોઇભી લડકા—હમે ગાલી દે,થા ઉસે ધમકાતી હુએ.
શેર—દીનપર દીન માતા હમારી બહોત પીર આહને લગી
હો ગએ બીમાર એક દીન બહોત ઘબરાને લગી

તાપ ઔર ખાંસી યે હમકો બહોત આને લગી
આ દવાએં ડાકટરકી હમકો પીલવાને લગી
નરક મુત સબ્બુ ઉઠાયા ઉસને એસા કોન ઉઠાતાજી
ઇસ દુનીઆમેં—ભલા ન મરીઓ કીસીકી માતાજી.

ચોક—૪

ગયા લડકપન આઈ જુવાની સોલા બરસકી હુઈ ઉમ્મર
માતા કહેતી—બેટા તુમ જાવો ઇલમ શીખો દીલબર.
ઇલમ હુંનર સબ શીખ ચુકે ફીર ઉસમેં કુછ ન રહી કસર
બહોત રૂપઇયે—જમાકર દીએ સભી માંકુ લાકર.

શેર—ધન માલ સોના ખરચ કર માતાને મેરી શાદી કરી
ફીર લીએ ઓરતકે સંગમે ખુબ કીની દીલભરી
ચાંદસા ચેહેરા થા ઉસ ઓરતકા ઔર થી ઓ ગુલપરી
શાદી જહાંમેં દેખનેકો આનકે રઇયત ખડી.
બીન માતાકે કહો જહાંમે કોન ધુમ મચાતાજી
ઇસ દુનીઆમેં—ભલા ન મરીઓ કીસીકી માતાજી.

ચોક—૫

એક રોજ [illegible] શાદીકે કપડે પહેનકર નીકલે બહાર
સાસ બહુકી—ભલા લો ઘરમેં બહોત હો ગઇ તકરાર
ગાલી ગુફતા હુઇ બહોતસી ઔર કુછ વાં મારોમાર
ઉસી વકત હમ—આએ ઘરમેં તો કહે ઓરત લલકાર.

શેર—ઓરત લગી કહેને તુમારી માતાને મારા સજન
મારભી મારી બહોતસી ઇસ લીએ દુખતા બદન
ખુન કાયોંસે હએ જારી ઔર લગી તનમેં અગન
રાતકુ ખીજમત તુમારી કયું કરૂંગી મનમોહન
ઇતની બાતે સુનકે માંકે પાસ ગયા ઝુંઝલાતાજી
ઇસ દુનીઆમેં—ભલા ન મરીઓ કીસીકી માતાજી.

ચોક—૬

જો જો બાત કહી ઓરતને ઓભી સબ સુન લી સારી
લેકે હાથમેં—એક લકડી જાકે ફીર માકુ મારી
લાતે મુક્કી ઔર તમાચે મારકે કીની દુઃખયારી
સુનો દોસ્ત—લગી માંસેભી બહોત ઓરત પ્યારી.

શેર—બાતે લડકપનકી સભી દીલસે ગયા ઓ ભુલજી
જો કરી ખીજમત વો માતાને હુઈ સબ ધુલજી

અબ્દુલહુસેન આશક કહે યે બાત સુન અનમુલજી
આંકી મોહબ્બતમેં ભલા બચપનસે હએ મસગુલજી
બમનજીને ખીશાલ રસીલે આજ સભામેં ગાતાજી
ઇસિ દુનીઆમેં—ભલા ન મરીઓ કીસીકી માતાજી.

—:•:—

## રંગત ખડી

માબાપોને પેહી શીખામણ કરજો લગન તમે કરી વીચાર
આજ કાલની નાદાન છોકરી ધણો પસંદ કરે ભરથાર.

ચોક ૧

બાલી પોશી માબાપોએ મોટી થઈ તો તેને પરણાવી
દશ દીવસ ધણીના ઘેર તો બે દીવસ પીઅરમાં રહી આવી,
એક દીવસના સમે તેના માબાપોએ તેને સમજાવી
અરે મારી દીકરી તું એવા લક્ષણ ક્યાંથી શીખી લાવી
તજી દીધા માબાપ ભાઇ બેન કીધો ધણીને ગલાનો હાર
આજ કાલની નાદાન છોકરી ધણો પસંદ કરે ભરથાર.

ચોક-૨

દીકરી માતાને કહેવા લાગી માતા હું હતી જ્યાં લગી કુંવારી
ત્યાંલગી મારી માતા તારી ખીજમત કીધી ઘણી ભારી.
રડીને માતા કહેવા લાગી કીધી મને તેં એ દુખીઆરી
નાનપણમાં દુધ પીધું તે ભુલી ગઇ મારી પીઆરી
નાની હતી ત્યારે રડતી રમતી હવે તુંએ દીઠો સંસાર
આજ કાલની નાદાન છોકરી ધણો પસંદ કરે ભરથાર.

ચોક—૩

એવી વાત કરશે તો માતા તારા ઘેર નહી આવવાની
મારો ધણી મારો વહાલો પ્યારો એના ઘેર હું જાવાની
રડીને તું સહુ વાતો કરે છે હવે મને સમજાવાની
મારા ધણીની હું છું વહાલી તારી કદી નહી થાવાની.
તજી દીધો સહુ કુટુંબ કબીલો કીધો ધણીને ગલાનો હાર
આજ કાલની નાદાન છોકરી ધણો પસંદ કરે ભરથાર.

ચોક—૪

એટલી વાતો કહીને નારી ચાલીં ગઇ તેણીના ધણીના સાથ
હસી ખુશાથી ધણીના સાથે વાતો કીધી વલી આખી રાત.

માબાપોને દુઃખ દે છે તે નાર ઘણી કહેવાઇ કમજાત
અબદુલહુસેન ઉસતાદ કહુ નહી પકડે એવી નારીનો હાથ.
એવી વાત પુછવી હોય તો બમનજીને પુછો દીલદાર
આજ કાલનીં નાદાન છોકરી ધણો પસંદ કરે ભરથાર.

—:૦:—

## રંગત શીકસ્તા.

અએ દોસતો મત હમે સતાના ઘડીમેં કુછ ઓર ઘડીમેં કુછ હુએ
હમારે દીલકા નહી ઠીકાના ઘડીમેં કુછ ઓર ઘડીમેં કુછ હુએ.

ચોક—૧

કભી તો હમ બસતી રહે ઓર કભી તો જંગલ બસાયા
કભી સનમસે ખફા રહે કભી તો ઉસકો ગલે લગાયા.
કભી ચમનકી સહેલભી કરી કભી તો રંજો અલમ ઉઠાયા
કભી ગએ બુતખાનેમે કભી તો મસજીદમેં સર ઝુકાયા
પર હમને દેખા જુઠા જમાના ઘડીમેં કુછ ઓર ઘડીમેં કુછ હુએ
હમારે દીલકા નહી ઠીકાના ઘડીમેં કુછ ઓર ઘડીમેં કુછ હુએ.

ચોક—૨

કભી તો હમ મનસુર બને ઓર કભી તો સુલીપે ચડ ગએ પ્યારે
કભી તો બાદશાહ બને કભી તો ફીરતેથે મારે મારે.
કભી તો રનસે જીતે લડાઇ કભી તો ગરદનપે ચડ ગએ આરે
કભી સનમસે મીલે રહે ઓર કભી તો દો કરકે બેઠે ન્યારે
બયાં યે તુજકો કબતક સુનાના ઘડીમેં કુછ ઓર ઘડીમેં કુછ હુએ
હમારે દીલકા નહીં ઠીકાના ઘડીમેં કુછ ઓર ઘડીમેં કુછ હુએ.

ચોક—૩

કભી તો હમ ખુશહાલ રહે ઓર કભી દુઃખાયા અપને જીસમકો
કભી હમ મસતાને બને ઓર કભી ઉઠાને લગે અલમકો.
કભી કીસીકે ગવાહ બન ગએ કભી ખાને લગે કસમકો
કભી ગએ મકેસે મદીને કભી તો પોંચે દહેરો હરમકો.
સમજકે આગે કદમ બઢાના ઘડીમેં કુછ ઓર ઘડીમેં કુછ હુએ
હમારે દીલકા નહી ઠીકાના ઘડીમે કુછ ઓર ઘડીમે કુછ હુએ.

ચોક—૪

શાહ અલી ઉસતાદ આરાબશા જીકરમેં તેરી રહેંગે જાની
અમરદાસ યું કહે એજી બસ જીકરમેં તેરી ગઇ જવાની
સીવાએ મુજકો સનમકે પ્યારે ન ભાતા દએગા અન પાની
અએ તુરેવાલો કરો ખામોશી ન કહેના તુમ અપની કહાની.

હુસેન આશક કહે યે ગાના ઘડીમેં કુછ ઓર ઘડીમેં કુછ હએ
હમારે દીલકા નહીં ઠીકાના ઘડીમેં કુછ ઓર ઘડીમેં કુછ હએ.

—:o:—

## બેહેર શીકસ્તા.

કહો કીસીને દેખા સનમકો ઓર કીસ જગેપરતો પાએંગે હમ
અગર એ હમસે મીલે માહેરૂ ગલેસે એકદમ લગાએંગે હમ.

ચોક—૧

ઉસ દીલરૂબાકે કુચેમે બસ કામકા આગે બનાએંગે હમ
સરભી કટ જાવે તો બલાસે ન પેર પીછે હટાએંગે હમ
જલે હુવે હએં આતશે ગમમેં ઓરભી દીલકો જલાએંગે હમ
વો ગુલબ શયદાન કદીર કહેકર સનમકો અપને બુલાએંગે હમ
જુકાકે કદમોંપે સરકો ઉસકે સનમકો અપને મનાએંગે હમ
અગર એ હમસે મીલે માહેરૂ ગલેસે એકદમ લગાએંગે હમ

ચોક—૨

નહી હએ હમકો બુતોંકે ઉલફત ન ઉસમે દીલકો મીલાએંગે હમ
કુફરકા કલમા જબાંપે અપની અએ મેરે જાની ન લાએંગે હમ
પીકે જામ વેહદતકા દરપે ઉસકે તુફાં ઉઠ મચાએંગે હમ
કદમ બોસીમેં રહેગે ઉસકી ઓર યે સરકો જુકાએંગે હમ
સદા ભટકતે રહેંગે દરપર હાલ પરેશાં બનાએંગે હમ
અગર એ હમસે મીલે માહરૂ ગલેસે એકદમ લગાએંગે હમ

ચોક—૩

મજા હએ મીલનેમેં ઉસસે બારે ન સંગ ગેરોંકે જાએંગે હમ
હુકમમેં હાજર રહેંગે ઉસકે ઓર હુકમ ઉસકા બજાએંગે હમ
સીવાએ તેરે અએ દીલરૂબા બસ કસમ કીસીકી ન ખાએંગે હમ
હશર તલક બસ યે નામ તેરા ન દીલસે અપને ભુલાએંગે હમ
જામે મોહબ્બતકે પીકે ઓર રકીબોંકુ બસ પીલાએંગે હમ
અગર એ હમસે મીલે માહેર ગલેસે એકદમ લગાએંગે હમ

ચોક—૪

આરાબશાહ ઉસતાદ હમારે કહે બસ તેરે ગુનકો ગાએંગે હમ
વજીર મનુ કહે સભામેં સદા યેહી ચંગ બજાએંગે હમ
હએ ખયાલ મોજુદ નયા નીરાલા ઓર ચંગપે કલગી ચડાએંગે હમ
અબદુલહુસેન યું કહે બજમમેં અદુકો અપને નચાએંગે હમ
ગુલુગ માલી કહે તેગ દુસમનોંપે અપની ચલાએંગે હમ
અગર એ હમસે મીલે માહેરૂ ગલેસે એકદમ લગાએંગે હમ.

# રંગત ખડી.

માલ ધન હું લુટાઉં તારાપર ના શક રાખું દીલમાં લાલ
લાલ ઝલક દેખાડે તારી તો તન મન હું કરૂં પેમાલ.

ચોક—૧

પેમાલ કરૂં હું દીલોજાનથી વચન માન મે ખરે ખરૂં
ખરૂં માન દુવાંરકાપતી તું હું એ સખુનથી નહી ફરૂં
ફરૂં ઘાટ ગંગા જમુનાનો નાઈ ધોઈને સુમરન કરૂં
કરૂં આરતી એક ચીતથી હીરદે તારૂં ધ્યાન ધરૂં.
ધરૂં હાથમાં માળા જપું હું જાપ ચીત દીલથી નંદલાલ
માલ ધન હું લુટાઉં તારાપર ના શક રાખું દીલમાં લાલ.

ચોક—૨

લાલ રંગ મુખડાનો હતો તે સજનની ફીકરમાં ફીકો થયો
થયો છે ફીકો રંગ અરે સજન કેમ તું ભુલી ગયો.
ગયો હમારી આદત ભુલી કઈ દીશા જઈ છુપી ગયો
ગયો છુપીને તુંતો એકલો મેં તો તકસીર તાપ સહયો.
સહયો તાપ દરદ્દુગાર ફરીને તનમાં સલગી હીસાલાલ
માલ ધન હું લુટાઉં તારાપર ના શક રાખું દીલમાં લાલ.

ચોક—૩

લાલને જોતાં દેશો દેશમાં હવે તો હાંસી બહુ થઈ.
થઈ ફજેતી જગમાં તારી મારી મોહબ્બત તુટી ગઈ
ગઈ જુગાની બચપણમાં રૂસવાનું હવે કામ નહી
નહી સમજતો તારા ઉપર ઉંચ દરશ કહી પણ જઈ.
જઈ સીતારા પુછું જોશીને આપીને હું હીરા લાલ
માલ ધન હું લુટાઉં તારાપર ના શક રાખું દીલમાં લાલ.

ચોક—૪

લાલ હીરા જઈને મુક્યા જોશીઓની દહેલીપર
પરગટ કોઈએ નહી કરી એ મારા લાલની મને ખબર
ખબર કોન કહે ચતરભુજને મીલી ગયા ઉસતાદ અમર
અમરદાસની મેહેર થઈ તારે દરશન પામ્યા દામોદર.
દરગા દીલમાં સુરત દીઠી કહે છે ભાવ ને મનુલાલ
માલ ધન હું લુટાઉં તારાપર ના શક રાખું દીલમા લાલ.

## રંગત શીકસતા.

ભયાં મેં કબ્તક કરૂં સમનકા, જબાંમેં મેરે છાલે પડ ગએ
ખબરબી લેતા નહી હમારી, ભલા એ દુશમનકે પાલે પડ ગએ.

ચોક ૧

ન રહેમો રાહત મીલી હએ મુજકો, ઉસીકે બીલકુલ હવાલે પડ ગએ
ન દીનો મજહબકે કુછ રહે હમ, ઇસહી ઇમાંકે લાલે પડ ગએ.
ફીરાકમેં ઉસકે એસા રોયા કે, આંખોમેં મેરી જાલે પડ ગએ
વો અશક ટપકે હએં ઇસ કદરકે, જમીપર ગોયા ઢાલે પડ ગએ.
મીલે ના મરહમ જખમકા મુજકો, અજબ યે સીનેમે ભાલે પડ ગએ
ખબરબી લેતા નહીં હમારી, ભલા એ દુશમનકે પાલે પડ ગએ.

ચોક—૨

યાદે સનમમેં ફીરા કીયા હું, તો ધુપસે હમબી કાલે પડ ગએ
ના ખેશ અકરબકે કુછ રહે હમ, ઉસીકે બીલકુલ હવાલે પડ ગએ.
જીનોને પાયા ઉસ દીલરૂબાકો, ઉનોકે સરપર દુશાલે પડ ગએ
ન ખોફ ઉસકો રહા હશરકા, બસ ઉસકે ધટમેં ઉજાલે પડ ગએ.
ઉનોકો હાંસીલ ખુશી હુઇ ઓર, હમારે ગીરવી કબાલે પડ ગએ
ખબરબી લેતા નહી હમારી, ભલા એ દુશમનકે પાલે પડ ગએ.

ચોક—૩

કૂસે હએં કુચેમેં ઉસકે જાકે, હમારે દરપર તો તાલે પડ ગએ
ન છુટ સકતે કુછ જરાબી, ગલેમેં ગાલે રસીકે પડ ગએ.
ન દાદ મેરી સુને હએ કોઇ, જહાં તહાં હમ રીજાલે પડ ગએ
હસીમેં સબ યું લગે યે કહેને, અજબ ઇનોકે દીવાલે પડ ગએ.
જીનોને દેખા ઉસ દીલરૂબાકો, ઉનોકે કીનેમે ભાલે પડ ગએ
ખબરબી લેતા નહી હમારી, ભલા એ દુશમનકે પાલે પડ ગએ.

ચોક—૪

શાહ અલી ઉસતાદ અમરકે, યે મીસરે રીખકે દાલે પડ ગએ
કરીમ કમતરકે સબ સુખન યે, મુશાહેરામેં તો આલે પડ ગએ.
હય દુન્દેવાલે જીતને જહાંમે, અપસમેં ઉનકે હીમાલે પડ ગએ
અબદુલહુસેનકી સુનકે શાહેરી, કદમપર સબ તુરરેવાલે પડ ગએ.
એ અનધરવાલે નીગા છુપાએ, તુમારે મુંહ તો કાલે પડ ગએ
ખબરબી લેતા નહી હમારી, ભલા વો દુશમનકે પાલે પડ ગએ.

——: :——

## ખયાલ બનસી.

કીશન કહાને શું કીધું—મારૂં તન મન લુટી લીધું.

ચોક—૧

આ દુઃખની વાતૂ કોને કહીએ—ગોકુલમાં કેમ કરી જઇએ
દહી વેચવા વના રહીએ—હવે કાનને સાથે લઇ જઇએ.
ઝુલ—તમો આવો સહેલી મારી
પેલે કહાને બનસી વગાડી
કરે જુલમ મારાપર ભારી
મટકી ફોડી દહી પીધું, મારૂં તન મન લુટી લીધું.

ચોક—૨

પેલો કીશન કહાન મોરારે—મારી સાડી ચોલી સહુ ફાડે
જમનાપર બનસી વગાડે—સઉ જુએ છે નર ને નારે.
ઝુલ—એવો જુલમી તેને સહુ જાણે
રસ્તામાં કરે તુફાને
ના વાત કોઇની માને
મને એવું તે દુઃખ દીધું, મારૂં તન મન લુટી લીધું.

ચોક—૩

કે સખી કીશનના મોરારી—હમે દાસી છઇએ તમારી
જરા સમજો વાત ગીરધારી—બનસી લાગે છે પ્યારી.
ઝુલ—મારા માથાની મટકી ફોડી
પેલો કહાનો કરે બલજોરી
મારા હાથની ચુડી તોડી
મારૂં જોબન મરોડી લીધું, મારૂં તન મન લુટી લીધું.

ચોક—૪

મારો અમરદાસ સેલાની—છે મન્તુલાલ બહુ ગીયાની
કહી કીશન કહાનની કહાની—તમો એવી કહેજો કોઈ બાની.
ઝુલ—મારો અમનજી રંગલાલે
બનસીના ગાવ છે ખીયાલે
જુહાની યહાં નહી ચાલ
પીયાલું અબદુલહુસેનનું પીધું, મારૂં તન મન લુટી લીધું.

—·o·—

## રંગત દોઢ કરી.

રજાપર રાજી તેરે દીલજાન-રખું મેં તેરા ધીઆન.

ચોક—૧

રાજક વો રજાક રહીમ હુએ ઔર હુએ વો કુલકા સુબહાન
રેહાઈ તું કરકે અબ મેરી તાબે હુએ તેરે ઇનસાન
રોજ હમ તેરા કરતે હુએ બખાન
રજાપર રાજી તેરે દીલજાન- રખું મેં તેરા ધીઆન.

ચોક—૨

રોજ તેરે કુચેમેં ભટકતે છોડકે અપના દીનો ઇમાન
રંજો અલમ સબ ઉઠાએ સરપે જરાતો રખ પેછાન
રાત દીન દીલકા યે હુએ અરમાન
રજાપર રાજી તેરે દીલજાન-રખું મેં તેરા ધીઆન.

ચોક—૩

રમલ ઔર જોતીશ કીતાબ થકે સભી પડપડકે કુરઆન
રબ લેકીન નહીં મીલા હબ કીસકો કહું મેં તુજકો નીશાન
રોજ ગુન ગાવે તેરે કુચે આન
રજાપર રાજી તેરે દીલજાન-રખું મેં તેરા ધીઆન.

ચોક—૪

રીસાલગીર તેરા જુલા બાહેરી અમરદાસકા સુનકે ગીઆન
રે ઔર નુનકા ખીઆલ હુસેની કહે યે મીઠી તાન
રોજ છંદ ગાવે આશક નસરવાન
રજાપર રાજી તેરે દીલજાન-રખું મેં તેરા ધીઆન.

---

## ખયાલ રંગત ધુન.

જહાં ખુદા હુએ વહાંપર કીસકા નહી ગુજર હુએ
મેરી જાન-કીસકા વહાંપર કામ નહી
કુફ્ર નહી કુફાર નહી વહાં દીન ઇસલામ નહીં.

ચોક—૧

ના હુરો મલાએક જીન્નોપરી પેકાર હુએ
મેરી જાન-કીસીકા વહાંપર નામ નહીં
ગદા નહી સુલતાન નહી વહાં આબો તઆમ નહી
ના ઘર હુએ કીસીકા ના કોઇ વહાં બશર હુએ
મેરી જાન-વહાંપર એશો આરામ નહી
દરો દીરહમ નહી વહાંપર કઉડી દામ નહી

# એમ. એચ. મેહેરઅલીના પુસ્તકોનું લીસ્ટ.

| | રૂ. | આ. |
|---|---|---|
| **બગર ઉસ્તાદે વાજીંત્ર વગાડવાને શિખવાના શુદ્ધ પુસ્તકો-** | | |
| હારમોનિયમ ચાવી-બુક, ભાગ ૧-૫ (આખા સટના રૂ. ૨।) દરેકના... | ૦ | ૧૦ |
| „ „ (ત્રણ ભાગના રૂ. ૧।।। ચાર ભાગના રૂ. ૨) | | |
| એકાર્ડીયન ચાવી-બુક ભાગ ૧-૬ (આખા સટનો રૂ. ૧।) દરેકના... | ૦ | ૫ |
| ફિડલ ચાવી-બુક-ભાગ ૧-૩ (આખા સટનો રૂ. ૦।।।) દરેકના ... | ૦ | ૫ |
| કનસર્ટીના ચાવી-બુક ભાગ ૧-૬ દરેકના ... ... ... | ૦ | ૫ |
| „ „ ભાગ ૧-૬ સાથે પાકા કપડાના પુઠાથી બાંધેલા... | ૧ | ૪ |
| કનસર્ટીના ચાવી-બુક-બેઉ હાથની ચાવીની નોટવાળી ... ... | ૦ | ૪ |
| ઉસ્તાદે કનસર્ટીના-ઉરદુ ઝબાન અને ઉરદુ હરફોમાં ... ... | ૦ | ૪ |
| **વિદ્યા હુન્નરના પુસ્તકો—** | | |
| વેપારની કુંચી ભાગ ૧-૧૦ સંપૂર્ણ દરેક ધંધાદારી તથા મેતાજી માટે... | ૧ | ૮ |
| હુંડી ગણિત દર્પણ-પૌંડના રૂપીઆ અને રૂપીઆના પૌંડ. ૦)। આનાના ચડતા ભાવે ચાલુ હુંડીના તૈયાર હીસાબ ... ... ... | ૧ | ૦ |
| વ્યાજના ચર દર્પણ ... ... ... ... ... | ૨ | ૦ |
| યુનાની ટેબલ—હકીમું, દરેકને અગત્યનું પુસ્તક (ગુજરાતીમાં) ... | ૦ | ૪ |
| જંગબારી ભાષા (ગુજરાતીમાં) જંગબાર તરફ જનારાઓ માટે ... | ૦ | ૬ |
| ચીનની મુસાફરી ભાગ ૧-૮ ચિત્રો સાથે પાકું પુઠું (કી. રૂ. ૧૦)ના... | ૨ | ૦ |
| સ્ત્રી સંસાર ઉપયોગી રત્ન, દરેક સ્ત્રી પુરૂષને વાંચવા લાયક. ... | ૧ | ૦ |
| **તરેહવાર ગાયનના શુદ્ધ પુસ્તકો—** | | |
| બહારે કલગી ગાયન ઉરદુ તથા ગુજરાતી ખ્યાલોનુ ૧૬૦ પાનાનું પુસ્તક. | ૦ | ૫ |
| દીવાને કાસમ ૪૫૦ પાનાનું ગાયન પુસ્તક (આવૃતિ બીજી)... ... | ૧ | ૦ |
| બુલબુલી ગાયન ચુંટી કાઢેલા તરેહવાર ગાયનો (આવૃતિ ત્રીજી) ... | ૦ | ૩ |
| ગાયન સંગ્રહ એમાં ગાયન રાગ તાલના ખરા નામ સાથે. ... | ૦ | ૩ |
| લોકપ્રિય ગાયન સંગ્રહ (આવૃતિ સાતમી) ભાગ ૪ના ૦।≈ દરેકના ... | ૦ | ૨ |
| ગઝલ સંગ્રહ (આવૃતિ ત્રીજી) ભાગ ૧-૨ દરેકના ... ... | ૦ | ૨ |
| ઠુમરી સંગ્રહ (આવૃતિ ત્રીજી) ૨૦૦ ઠુમરી વગેરે ગાયનો... ... | ૦ | ૨ |
| ગઝલે હક્કાની (આવૃતિ બીજી) ઇશ્કે હકીકીના મારફતી ગઝલો શેર સાથે. | ૦ | ૨ |
| કલગી ગાયન સંગ્રહ (આવૃતિ ત્રીજી) ભાગ ૪ ના ૦।≈ દરેકના ... | ૦ | ૨ |
| ચરાગે ગુલશન હાલમાં ગવાતા ગઝલ, ઠુમરી, લાવણી, ધ્રુરપદ વગેરે... | ૦ | ૨ |
| સયરે ગુલશન „ „ „ (આવૃતિ બીજી ભાગ ૧-૩ સાથે) | ૦ | |
| આઇયામે અશરત „ „ „ ધ્રુરપદ વગેરે (આવૃતિ બીજી)... | ૦ | |
| શરબતે ગઝલ (આવૃતિ ચોથી) ભાગ ૧-૨ દરેકના ... ... | ૦ | |
| ગુલશને રાગ (આવૃતિ ત્રીજી) ભાગ ૧-૨ દરેકના ... ... | ૦ | |

## એમ.એચ. મેહેરઅલીના પુસ્તકોનું લીસ્ટ-પાનું ૨

| | રૂ. | આ. |
|---|---|---|
| ગુલઝારે રાગ છરીકી ગઝલો, ઠુમરી, ખ્યાલ, ટપ્પા વગેરે... ... | ૦ | ૨ |
| રાગમાલા (આવૃતિ બીજી) રાગ, તાલના ખરા નામ સાથે. ... | ૦ | ૨ |
| હોરી સાગર દીલખુશ હોરીઓનો સંગ્રહ ... ... ... | ૦ | ૨ |
| ગુલે બહાર (આવૃતિ બીજી) કલગી લાવણીઓનો સંગ્રહ. ... | ૦ | ૨ |
| બાગે બુલબુલ (આવૃતિ ત્રીજી) તરેહવાર ગઝલ ઠુમરી વગેરે. ... | ૦ | ૨ |
| **વાર્તાના તથા બીજા ઉપયોગી પુસ્તકો—** | | |
| અરેબિયન નાઇટિસ, નવા ચિત્રોવાળી બેઉ ભાગ સાથે (આવૃતિ બીજી)... | ૧ | ૮ |
| કલજુગના કૌતક, ૪૦ ચિત્રો, સાથે ૩૦૦ પાનાનું ગીલ્ટેડ પુઠાનું ચાનક આપનારૂં રસીક પુસ્તક ... ... ... | ૧ | ૦ |
| કાસમ સંગ્રહ ૨૦ ચુંટી કાઢેલી રમુજી બોધકારક વાર્તાઓ (આવૃતિ બીજી). | ૦ | ૮ |
| રમુજી કહેવતો, ૧૦૦૦ રમુજી કહેવતો અને દોહરા (આવૃતિ બીજી) ... | ૦ | ૨ |
| નસીહતી કહેવતો, ૧૨૦૦ બોધકારક કહેવતો અને દોહરા ... | ૦ | ૨ |
| સીકંદર—બાદશાહ સીકંદરની વારતા ... ... ... ... | ૦ | ૨ |
| ગજરા મારૂજીની વારતા ચિત્ર સાથે (આવૃતિ બીજી) ... ... | ૦ | ૧ |
| વાજીંત્ર શિક્ષક, નાનાભાઇ દામોદરની ભાગ ૧ લો ... ... | ૧ | ૦ |
| **નાટકના ( ભાષણ સહીત ) પુસ્તકો—** | | |
| નંદાખાનું-વિકટોરીઆ ના. મં. બાલીવાલા (કીં. રૂ. ૦॥ ના) ... | ૦ | ૪ |
| હક ઇનસાફ ,, ,, ,, ,, ,, ,, | ૦ | ૪ |
| ભોલી ગુલ—આલ્ફ્રેડ ના. મં. ખટાઉ (કીંમત રૂ. ૦॥ ના) ... | ૦ | ૪ |
| હોમલો હાઉ ,, ,, ,, ,, ,, ,, ,, | ૦ | ૪ |
| સુભદ્રા હરણ ,, ,, ,, ,, ,, ,, ,, | ૦ | ૪ |
| અલાદીન (અજબો ગરીબ ચરાગ) ,, ,, ,, ,, ,, | ૦ | ૪ |
| ગુણસુંદરીના ગાયનો—વિકટોરીઆ ગુ. ના. મં. બાલીવાલા. ... | ૦ | ૨ |
| તૈલરને તૈમુરના ગાયનો (બાબે ઇબલીસ) આલફ્રેડ (કીં. ૦)॥ ના)... | ૦ | ૨ |
| વખતસીંહના ગાયનો-સ્વદેશ ગુજરાતી ના. મં. (કીં. ૦)= ના). ... | ૦ | ૧ |
| સીકંદર બાદશાહનો આખો નાટક ૩ અંકી ( કીં. રૂ ૦। ના) ... | ૦ | ૨ |
| ચંદ્રહાસ અને ચંદ્રકળા આખો નાટક ૭ અંકી (કીં. રૂ ૦॥ ના).... | ૦ | ૬ |

ઉપલા સર્વે પુસ્તકો ઉપરાંત બીજા દરેક જાતના પુસ્તકો તથા કોઇબી તરેહની ચીજો અને તેને લગતા સામાન માટે નીચેના સરનામે લખેથી દરેક માલ તપાસી કીફાયતે મોકલશું.

સરનામું—

**અલાદીન એમ. એચ. મેહેરઅલી**

પુસ્તકો વેચનાર અને જોઇતી ચીજો કીફાયતે મોકલનાર

ડુંગરી બજાર—ભીમપુરા પાસે-મુંબઇ.

# એમ. એચ. મેહેરઅલીના પુસ્તકો.

દરેક શેહેરના—દરેક ગામના—દરેક જણે ખાસ વાંચવા લાયક નવું પુસ્તક.

જાહેર વર્તમાન પત્રો તથા લોક અવાજ થી એક અવાજે જાબજા વખાણ પામેલું ૩૦૦ પાનાનું દલદાર ચાનક આપનારું રસીક પુસ્તક.

એમબોસ કપડાની બાઇંડીંગ તથા સોનેરી નકસીદાર નામ સાથનું લાયબ્રેરીમાં રખવા તથા ભેટ આપવા લાયક સુંદર પુસ્તક.

## "કલજુગના કૌતક"

સોનેરી ટોળી—વેપારી દાવપેચ વિચિત્ર અને ખરા બનાવ ફેસનની ફિસ્યારી વગેરે.



રમુજ સાથે અકલ અને બોધ દુખીનો દોસ્ત, સુખીનો સાથી, ફરમાસુ ચીના ટાકી વગેરે.

## જુની આંખે નવા કૌતક

આ ચરીત્ર, કર્ટન લેક્ચર, બૈરાંની હીંમત, બગલા ભગત, રક્કાસ, ખટકચાલ, વિચીત્ર ભાષણ, કલજુગના હજમબાદ ચાલુ જમાનાની ઠગબાજી, મારવાડીઓની ફીલસુફી, મોહલ્લાના દાદાની દાદાગીરી, નવલશા હીરજીભાઇના ચમતકાર રમુજી ઉખ્યાણા, મુલ્લુકની હસાહસ, જંગલી ઇનસાન, ચાન્સના ચમતકાર, વગેરે વગેરે વાંચવાથી હસતાં હસતાં સુખ, શાન્તી, ચબરાકી, હાજર જવાબી, અકલને બોધ મેલવવો હોયતો વાંચો—વાંચો—રડતાને હસાવનાર હૈયાને હરનાર—શોક વીસરાવનાર—કૌતકે ભરપુર 'કલજુગના કૌતક' જેમાં મોટો ભાગ સંગીન અને ખરેખરા બનેલા બનાવ મુંબઇથી ચીન તથા હીંદુસ્તાનના અનેક ગામો અને બીજા દુર દેશોમાં નજરો નજર જોવાથી માત્ર નામ ઠામ ફેરવીને ખાસ ૩૦ મોટા ચિત્રો સાથે આપેલા છે. કીં. રૂ. ૧ વી. પી. પો. ૦)॥

☞ એ ચાટલો ખરચશો તો સેંકડો ચાટલા ઠગાતા બચશો.

'પહેલું સુખ જે જાતે નર્યા' માટે ખરીદો

## "યુનાની ટેબલ હકીમું"

રોજના ખોરાકની ચાલુ વસ્તુઓના ગુણ, અવગુણ અને તેનો ઉતાર-ઇલાજ દરશાવનાર ગુજરાતીમાં આ એકજ પુસ્તક છે. કીં૦ રૂ. ૦॥ વી. પી. પો. ૦)

જંગબાર અને સ્વાહીલી કીનારા તરફ નવાસવા જનારાઓ માટે

## "જંગબારી ભાષા"

ગુજરાતી અક્ષરમાં કીં. રૂ. ૦॥= વી. પી. પો. ૦)॥

અલાદીન એમ. એચ. મેહેરઅલી—ડુંગરી બજાર સ્ટ્રીટ—મું